# જગત્ સંગ્રામ ગરબાવળી

કર્તા—
બાબુભાઈ ફકવજી પટેલ.

ओ३म्

# જગત્સંગ્રામ ગરબાવળી




લેખક—

**ભાણાભાઈ કેશવજી પટેલ**

નવીન ભજનાવળી, અંધેરી નગરીના ગંડુરાજાના બાળ
સંવાદ, વગેરેના લેખક અને સ્કુલ માસ્તર
ડભલાઈ તા. જલાલપોર.





સંવત ૧૯૭૭ સને ૧૯૨૧



પ્રત, ૫૦૦



કિંમત ૦-૪-૦



છપાવી પ્રસિદ્ધ કરનાર—

ભાણાભાઈ કેશવજી પટેલ

ઠેકાણું—નાગધરા તા. જલાલપુર.



છાપનાર:—ગોવિન્દજી ડાહ્યાભાઈ નાયક

શ્રી "અનાવિલ" પ્રિન્ટીંગ પ્રેસ, બરાનપુરી ભાગળ—સુરત.



# જગત્ સંગ્રામ ગરબાવલી.

## પ્રભુ પ્રાર્થના.

---

૧

સહાય થજો તમે મોરારી આ બાળકને ત્રીપુરારી—એ તર્જ.

સહાય થજો તમે મોરારી, આ લેખકને ત્રીપુરારી—ટેક.
પ્રેમ થકી હું પાયે લાગુ ભક્તિ તણું વરદાન હું માગું,
સુખકારી, દુઃખહારી, ગીરધારી, વનમાળી,
દુઃખ વાદળ લો વિદારી, આ લેખકને ત્રીપુરારી—સહાય.
બાંય ધરોને સુંદર શ્યામ, પુરો મારા મનના કામ,
ગુણજ્ઞાતા, શુભશાન્તા, પ્રભુદાતા, છો પીતા
વંદુ ચરણ વારંવારી, આ લેખકને ત્રીપુરારી—સહાય.

---

૨

ઓ રાણાજી રામજી સંગાથે રાઢ ન કીજીએ—તર્જ.

પ્રભુજી પ્યારા લે સંભાળી પાળી બાળા બાળી,
સરજનહારા, જર્મન લુંટારાથી લો સંભાળી—ટેક.

જન આજ વફાદાર તો રહીએ, નહિ રાજ અવર અંતર ધરીએ,
જર્મન વાદળને દુર કરીએ.—પ્રભુજી.

નહિ ભારત બાળક ગભરાવો, સીંહ ખોળે સુતા કેમ ડર લાવો
દુશ્મનને દુઃખમાં ડુબાવો—પ્રભુજી.

ઘણું સુખ દીધું ઇંગ્લીશ રાજે, હરી ભજીએ ઇંગ્લીશ જય કાજે
તાઇફાના કેર ટળ્યાં આજે—પ્રભુજી.

---

૩

બર્લીન પારીસનો સંવાદ.

પારીસ—નિર્બળ શત્રુ સબળ રાજપર કેમ ચઢીને આવે છે
સિંહ સમાન શૂરાને જર્મન શિયાળવું ગભરાવે છે—ટેક.

બર્લીન—ઝુલ—એવું શું વદે છે બેની પારીસ તું નાની
હવે ટુંક મુદતે પધારે મુજ સ્વામી.

ક્યારે લાવે મુજ દરબારે તુંજ તણાં પગલાં પેખુ
બેલજીયમ શૂરૂ સર કીધું તુંજ તણું ત્યાં શું લેખું—નિ.

પારીસ—બર્લિન બેની સમજાવીને શરણે થવા મુને વીનવે છે
પણ ફુલમાળા તુંજ હાથની કંઠે ધરવા તલપે છે

ઝુલ—વધું શું કહું છું બર્લિન અહંકારી,
પગતળે રેલો ચાલે જોને તું વીચારી

જર્મનરાજા મોહિત થઇ મુને સતીને છળવા આવે છે
સતીને અડતાં રાવણુ કીચક મુઆ તે બીજ વાવે છે.
બર્લીન—પારીસબેની વાત ખરી પણુ ટેક રાખવા ધારી છે
યુદ્ધનો મંડપ ભાંગી પાડો કહી કહી હું હારી છે.
પારીસ—જુલ-મર્કટને તુર્કિ સીડી અગ્યારે જડી છે
ઇટાલીએ વાપરેલી જુની સળી મળી છે
ભાંગી પડશે રૂશ કુવાડે તે વારે પસ્તાવો છે.
બર્લીન—લડાઇબીજ આ કોણે રોપ્યું કોણ તણો એ દાવો છે
પારીસ—આસ્ત્રીઆ કુંવરરાણી ખુન સર્વિયા સીમાડે થયું
શા માટે એ કોણે કીધું. રાજનગરમાં પૂછાવ્યું.
ઓતી—જવાબ સર્વિયાએ શાસ્ત્રની રીતે ખરો દીધો
ઊકેલીને નીરખવા આસ્ત્રીઆએ પત્ર કર લીધો.
જુલ—મન માન્યો ઉત્તર ન આવ્યો દીલધારી,
સંદેશો પાઠવ્યો હવે જોજે અહંકારી.
સૈન્ય સઘળું તૈયાર કીધું સર્વિયા શિક્ષા કરવા.
સામાસામી યુદ્ધ રેલાયું, આસ્ત્રિયા લાગ્યું ડરવા.

સાખી—જર્મનીએ અન્યાયથી લડાઇ બીજ બોયું
સર્વિયાને દબાવવા સત્ય નવ જોયું.

જર્મનીએ પક્ષ કીધો પુર્વની પ્રીતી જાણી.
લંડન હેગના કોલ કરેલા તે પર ફેરવ્યું પાણી.

જર્મન—ઝુલ-મિત્રકાજ સર્વિયાને કરૂં ધુળધાણી,
ઓંખથી ન રહેવા દેવી રાજની એધાણી.

પારીસ—મદોન્મત્ત થઇ જર્મનીએ બેલજીયમ રસ્તો લીધો
મારે કાજે બેલજીયમે રોકતાં વીખ કોપ પીધો.
ગર્વ ટાળવા રૂશ ફ્રાન્સ ઈંગ્લાંડ આજે તૈયાર થયાં
જર્મનીને તોબા કરાવી, ત્યારે કહે કંઇ કરો દયા.

ઝુલ—સાહસ કરમ કરી ખોઇ છે કમાણી, તુર્કિ જર્મની
સાથે થશે ધુળધાણી.
બળીઆ સાથે બાથ ભીડતાં મરે નહિ માંદો થાશે
હારશે હારશે સત્તર વેળા હારશે ત્યારે પસ્તાશે.
લડાઇનો ભડકો નીરખીને પતંગીઊં અંજાયું છે
ચાર માસથી ભડકો ઉઠયો આજે શુરાતન આવ્યુ છે
અંગદ વીર્ણી સખી કરાવો લાગેલો ભડકો ટાળો
સતી કદાપી સત્ય ન ચુકે શીખવો ભરવા ઉચાળો.

---

૪

## જર્મન પારીસ સંવાદ.

લાવણી.

જર્મન—શી શોભાને શો સાજ આણી દીલ દાઝ ગાઉં ગુણ તારા
પ્રીયા પારીસ નાજુક નાર વાગે ભણકારા—.ટેક

તુજ કરનો હુન્નર જોઈ દીલ હરખાઇ પ્રેમથી ઘેલો
તુજ મુખ કમળના દરસનમાં હું છકેલો.
હું થોડા દીનમાં આવી સૈન્ય સૌ લાવી ભેટીશ તુજને
વાલી પ્રેમ રસમાં અંધ બનાવ્યો મુજને
શી શોભાને શો સાજ.

ઝુલ—હવે સોળે શણગાર સજી તું રહેજે વળી બનીઠની
સંદેશો મુજને કહેજે.
મેં તારે કાજે લીજ નામુર કંકરના કીલ્લા કોર્યા
દશ વીસ હતા પત્થરના.
સર એન્ટવર્પને કરી, નજર હવે ફરી તમારા વારા
હું આઈન નદી પર આવી કરૂં અણુસારા,—શી શોભાને.

પારીસ—વહેલા તૈયારી કરો અરજ દીલ ધરો. કષ્ટ હરનારા
લોહ પુષ્પે વધાવવા ચળવળે કર મારા.
બંદુક બરછી તરવાર, તોપ તૈયાર, વધાવી લેવા.
મુજ હૈયાની કટારે આલીંઘન દેવા.

ઝુલ—તુજ પ્રાક્રમ અપરંપાર, અવની જાણે, બેલજીયમ
કેરી રૈયત આજ વખાણે
પુત્ર પાપી તું પાકયો જનુની પેટે, રૈયત તુંજ દુઃખે
વગડામાં આળોટે.

આવી પોકારજ કીધ, આશરો લીધ, મુજ દરબારે
રૈયત રાજા તુંજ દુઃખ આવી પોકારે
શી શોભાને શો સાજ.

પારીસ—તુંજ અત્યાચારી કામ, થયા બદનામ, દુઃખ ઉપજાવે
એમડન બિલાડી તસ્કર કાજ બજાવે
જીતેલું બેલજીયમ તે પાછું લીધું,
અભિમાન તુંજ ટાળી તેને સુખ કીધું.
બાહુબળ હોયે લડો, મેદાને પડો ઠગો શું કરવા
મિત્રરાજ્યો તૈયાર બાહુ બળ હરવા
*એમડન બિલાડી ખરી, સમુદ્ર વરી પંદર અગીયાર
ગોર ગુજરાતી થઇ સ્વાહા સ્વાહા ઉચ્ચારે
એમડન પીતા નારાજ થયા છે આજ, વરી તે માટે
પડી કેદખાને *કાસદીઆ નીરખે વાટે

ગુલ—મુજ રાજ માંહે આ રણુ યજ્ઞ મંડાયો
દીક્ષા ધઇ બેઠા યુરોપ હિંદના રાયો
શુર શોણીતની માંહે આહુતી હોમાયે,
પુર્ણાહુતી મસ્તક તણી મહીં થાયે

---

* તા. ૧૫-૧૧-૧૪ ગુજરાતી પેપર.
* કાસદીઆં કબુતર.

એ પુન્ય તમારે શીર, ધુરંધર ધીર, છો મારગુ હારા
જય થાઓ મિત્રોરાજ તુમ સંહારા—શીશોભા ને શો સાજ.

---

૫

કાતુક તારી કામણુ કરનારી—એ તર્જ.

સુતેલી હું તો ઝંબકીને જાગી, બ્રીટનની વાંસલડી વાગી—ટેક.
વાગી તે શબ્દ સાંભળવા લાગી. ,, ,,
અમારો અંતીમ હેતુ જો ગયેલું બેલજીયમને મળજો
તુર્કી તોડી તુર્કી તોડી, એનું અવનીમાં જુજ રાજ રહે રાજી—બ્રી૦
અપાવવો ફ્રાન્સ હાણુ બદલો, હાણુથી દેશ થયો નબલો
જર્મન હાર્યા (૨) દઇશું જેમ પડછાયા ભાજી—બ્રિ૦
અમારૂં રાજ અચળ કરવું, ત્યાં સુધી કદી નહિ ઠરવું,
જય કરીએ (૨) મિત્રોરાજ મળીને રમીએ રણ બાજી—બ્રી૦

સંવાદ પૂર્ણ.

---

## રણસંગ્રામની શરૂઆત.

### ગરબો—૧

[ આસ્ટ્રિયાની મહારાણી પોતાના પતી પ્રત્યે કહે છે. ]

હો વાલા મારારે ગોકુળ ગામને ગોંદરરે—એ તર્જ.

હો વાલા મારારે સર્વિયાની સીમમાંરે

ત્યાં તો આવડો શો કાળો કેર, મારાવાલા,
સવિયાની સીમમાંરે-ટેક.
હો વાલા મારારે રકત રેલાયું શા કારણે રે,
વાળ્યું કયા વેરીએ વેર મારાવાલા-સવિયા.
હો વાલા મારારે ખોળ કરો ઊતાવળારે,
મને લાગી વીરહની લાય મારાવાલા-સવિયા.
હો વાલા મારારે પુત્રવધુ ઘા કારમારે,
મારૂં જીવન ઝોલાં ખાય મારાવાલા-સવિયા.
હો વાલા મારારે ગાદી વારસ ગુમાવીઓરે,
કરો એલચી આજ તૈયાર મારાવાલા-સવિયા.
હો વાલા મારારે દવ લાગ્યો દેશાટણેરે,
તેમાં બળ્યા હૈયાના હાર મારાવાલા-સવિયા.
હો વાલા મારારે પરપંચના પડદા રચોરે,
કરો સનમુખે સંહાર મારાવાલા-સવિયા.
હો વાલા મારારે ભુખ તરસ ઉડી ગઇરે,
કેમ સુકાયો જેઠી છોડ મારાવાલા-સવિયા.
હો વાલા મારારે સુળી રચો ખુન બાગમાંરે,
ખોળી ખુની ચઢાવો શુળ મારાવાલા-સવિયા.
હો વાલા મારારે ખુન છે વીશ આઠ જુનમાંરે,
ભાણુ ચવુદને શનીવાર મારાવાલા-સવિયા.

---

## ગરબો ૨.

(રાજા રાણીને કહે છે.)

મન માને નહિ એ ફેરા સમજાવું–એ તર્જ.

હો પટરાણી સર્વેયે પુછાવીને શીખ દીજીએ
ખબર મળે તે વીચારે મનનું ધાર્યું કીજીએ....ટેક.
એલચીને આજે મોકલાવું. હું પ્રેમ વચનથી પુછાવું,
બીજ વીખ તણું કોણે વાવ્યું....હો પટરાણી.

સૈન્ય સઘળું તૈયારજ છે, સાંચાવાળી મનવારજ છે
અખુટ દારૂ ભંડારજ છે....હો પટરાણી.

મુજ બેલી છે જર્મન રાજા, અજીતનાં વગડાવે વાજાં,
કુલ્લ જર્મનીના કૈસર રાજા....હો પટરાણી.

મુજ બંધુ ઇસ્લામી કેવો વન વગડાના વરૂ સિંહ જેવો,
જેના ત્રાસે થરથરે છે દેવો....હો પટરાણી.

મુજને ખુન અંતર સાલે છે સિંહ કોતરમાં કર ઘાલે છે,
તે નિરાંતે કેમ મહાલે છે....હો પટરાણી.

મુજ રાજ થશે ભલે ધુળધાણી, શોધી મારવું તેનું મુકું પાણી
તું ધીરજ ધર લે પટરાણી....હો પટરાણી.

બે પાંખતણી મુજને આશા ધરે ટેક કદિ ન વળે પાછા,
ભાણુ સોગઠી કેવા પડે પાસા....હો પટરાણી.

---

## ગરબો ૩.

આશ્વિયન મહારાજાનું પોતાના એલચી પ્રત્યે સંબોધન.

ઓધવજી સંદેશો કહેજો શ્યામને–એ તર્જ.

રાજતણા શણગાર પળો પરરાજયમાં,
સવિયન રાજાને પુછો પેર જો....ટેક

ખુન થયાં બે શા માટે કોણે કર્યાં,
વીખ વાવી નીપજાવ્યાં કોણે ઝેર જો....રાજતણા.

આવ્યો મમ કુંવર તમ ફરવા દેશમાં,
અણુધારેલાં ખુન થયાં શા માટજો

હોંશ હતી ફરવાની આળે વેશમાં,
વચ્છ વિનાની ઝુરે કુંવર માત જો....રાજતણા.

જાઓ વહેલા વાત કરે વળતું નથી,
વાત સુણી મમ થરથર કંપે કાય જો

પાપીને ખોળી સોંપે સંઘાતમાં,
મીઠા રસમાં નવ જાતા લોભાયજો....રાજતણા.

નવ માને તો આપો ધમકી ગાંઠથી,
શા માટે ચોળી ઉપજાવો શુળ જો

તેવીશ સખ્ત ચોહે તમને મોકલું,
વહેલા વળજો વાતમાં નવ થાય ભુલજો....રાજતણા.

જવાબ માટે મુદ્દત છે બે દીનની,
ઢાલ વગાડી કહેજો રાખી માન જો
કાળ વીનાશી નવ લાવે જેમ હાથથી,
ભાણુ ભણે ઊત્તરમાં જીવતદાન જો....રાજતણા.

---

ગરબો ૪.

એલચી પત્ર પહોંચાડી વીદાય થયો છે, માર્ગમાં આવતાં બોલે છે.

(રાગ પંથીડાનો) પંથીડા નિહાળતીરે જોતી પ્રીતમનાં પગલાં—એ તર્જ.

એલચી સંચર્યોરે મારગે કરતો જાય રૂદન,
સંદેશો કહી વળ્યોરે પસ્તાય અતિ ઘણું નીજ મન.
ઊત્તર બે દીનમાંરે એ તો શી રીતે દેવાય,
ખુની કુમારનોરે એ તો શી રીતે પકડાય.
કાળ છે કારમોરે, મસ્તકે બોલે કુડોકાગ,
યુદ્ધ રેલાવશેરે, આડો ઊતરે કાળો નાગ.
ફાલુ શિયાળવાંરે, વાણી મુજને ગભરાવે,
વિઘ્ન વહુ થશેરે આડો ઊતરે કાળો નાગ.
વા ને વંટોળીઓરે રજ લઇ ઊડે છે આકાશ,
શ્વાનને કાગડારે રૂએ કકલે આરે પાસ.
એમ એ શોચતોરે આવ્યો પોતાને દરબાર,
અશ્વને બાંધીઓરે પોતે રાયતણા ઘોડાર.

મંદીર પરવર્યોરે પુછે ખુન તણો હેવાલ,
પત્ર આપી વળ્યોરે ઊત્તર આવે પ્રાતઃકાળ.
મેં તો ત્યાં જઈરે કીધા સર્વિયન પ્રણામ,
ભુપતિ બોલીઆરે સુભટ આવ્યાના શા કામ.
પત્ર કર દઈરે મેં તો મારગડો ઝાલ્યો,
ભાણુ શોધ લઈરે દુત શર્બતણો ચાલ્યો.

---

## ગરબો ૫.

સર્વિયન ઊત્તર લખી દુતને રવાના કરે છે.

સખી પડવે તે પંથ સધાર્યા રે મહાવંનના મારગ ઝાલ્યારે—એ તર્જ.

રાજદુત તમારો આવ્યોરે, અશુભ સંદેશો લાવ્યો રે
મુજ મંત્રીએ વાંચી વંચાવ્યો, આસ્ત્રિયનરાજ રિદ્ધી રેલાજોરે....ટેક

પત્ર સુણીને હું ગભરાયોરે, ખોળવા ખુની હું અકળાયોરે
વાયુ ચારે બાજુએથી વાયો, આસ્ત્રિયનરાજ રિદ્ધી રેલાજોરે.
મેં તો શહેર ગલીઓ તપાસીરે, જોયાં નવાણુ થઇ અપવાસીરે
જોયાં વીવર વંન તપાસી, આસ્ત્રીયન.
ખોળતાં ખોળતાં મેળવાયોરે, શેરા જેવામાંથી પકડાયોરે
શર્બ ખુન કરી અકળાયો....આસ્ત્રીયન.
પાઠ શાળા ગુરૂ શીખ લોપીરે, ગયું કુંવર જોઈ મંન કોપીરે
ભણતાં અપકીર્તિ શું રોપી....આસ્ત્રીયન.

રાય સરત મોકલું માગેલી, કેટલીક છે હીણુપત લાગેલી
સૌ સરતે થાયે ગાદી ઘેલી....આસ્રીયન.
ગુનેગાર ન સોંપુ સંગાતેરે, આવો ન્યાય કરીએ બે સાથેરે
નહિ ન્યાય ખુની તમ હાથે....આસ્રીયન.
માગી સરત સૌ નથી પળતીરે, જુજ પાણું અવર મેલું ગળતીરે
ભાણુ સુભટ જાય છે વળતી....આસ્રીયન.

---

ગરબો ૬.

(જવાબ વાંચ્યા બાદ આસ્રીયન જર્મનને કહે છે.)

કુલણજી તમે કુલાવ્યા કેમ કુલ્યારે કુલણજી—એ તર્જ.

સુખે પધારો બેસો સિંહાસનરે કેસરજી
જુઓ સર્વિયાના શબ્દ ન થાય સહન વાલા કેસરજી
મનમાં ધાર્યો ઉત્તર તો નથી આવ્યોરે કયસરજી
આ સર્વિયાએ વિખનો છોડ વાવ્યો વાલા કેસરજી
આગળ ચાલુ કે પગવાળી બેસુરે કેસરજી
કે... ...........સુઝાવો શા સારૂં વેર લઇશું મારા વાલાજી
લડાઈ લડવા સર્વિયન કહેવડાવોરે વાલાજી,
પુત્ર તણું દુઃખ યુદ્ધ વગડે ભુલાવો મારા વાલાજી
આ—સર્વિયાને રૂશીઆ મદદ કરશેરે કયસરજી,
તેમાં પારીસ નગરી ભાવે ભેગી મળશે વાલા કયસરજી

કે—ફ્રાન્સને પહેલું તોડી ડગલું ભરશુંરે વાલાજી,
ત્રીસ વરસની સામગ્રી યુદ્ધ દળશું મારા વાલાજી
કાલ સવારે સૈન્ય લઇને ત્રળજોરે વાલાજી,
સવિંથ્ય સીમાડે ભેગું કરજો મારા વાલાજી.

આ—તમે જઇ ત્યારે ફ્રાન્સને સપડાવોરે કયસરજી
મદદ કરતી પારીસી અટકાવો વાલા કયસરજી
થોડેને દિવસે અમને મળજોરે કયસરજી,
બાણુ હરિ યુદ્ધ ઘંટે કયસર દળજો મારા વાલાજી

---

ગરબો ૭

જર્મન બેલજીયમનો સંવાદ.

રાધાના હારની તર્જ.

રણ વીચરવા પંથ આપો બેલજીયમજી,
ઊઘાડો કોટનો ઝાંપો બેલજીયમજી

મારે જાવું પારીસ વરવા બેલજીયમજી
જેથી આવ્યો વીનંતી કરવા બેલજીયમજી

બાળપણું તરછોડો બેલજીયમજી,
તમે મંન મગજસે જોડો બેલજીયમજી

તને સમજાવું હીત કાજે બેલજીયમજી,
હું સિંહ વડો વનરાજ બેલજીયમજી

તજ મોટા તરૂની આશા બેલજીયમજી,
તે જોશે બેસી તમાસા બેલજીયમજી
ટેક અંત સમે શા કામમાં બેલજીયમજી,
રાખે નર ખપે હેવાનમાં બેલજીયમજી
પોતાનો સ્વારથ વાંચજો બેલજીયમજી,
જેમ નવ લાગે તંન આંચજો બેલજીયમજી
કાયાની થશે કુરબાની બેલજીયમજી,
ધંન ધાન તણી ઘણી હાણી બેલજીયમજી
તું જાણે કયસર જૂઠો બેલજીયમજી,
માગ આપ્યા વિના નવ છુટો બેલજીયમજી
જે પાછળથી પસ્તાવો બેલજીયમજી,
માગી શાને દુઃખ લાવો બેલજીયમજી
જંગેથી રૂધીર રેલાશે બેલજીયમજી,
ભાણુ એ જર્મંન ગુણ ગાશે બેલજીયમજી.

---

## ગરબો ૮ મો.

બેલજીયમ જર્મનને કહે છે.

રાગ ઉપરનો.

તું છાનોમાનો રહેની કયસરીઆ,
તારે કેવું હોય તે કહેની હો કયસરીઆ.

શાવણુની ટેક ન તોડીએ હો કયસરીઆ,
થયા હેગ કરાર ન છોડીએ હો કયસરીઆ.
તેં કોણે ફેરવ્યું પાણી હો કયસરીઆ,
તારા કિર્તિ જગમાં જાણી હો કયસરીઆ.
જેનો બંધ નથી જે બોલે હો કયસરીઆ,
ખરે નર તે ખરને તોલે હો કયસરીઆ.
તને જુઠો કહે સૌ લોક હો કયસરીઆ,
તને રાખું ઝાંપે રોકી હો કયસરીઆ.
તારે કરવું હોય તે કરજે હો કયસરીઆ,
પાછું ફરવું હોય તો ફરજે હો કયસરીઆ.
થયો હુન્નરથી અહંકારી હો કયસરીઆ,
ગયો નેમ વચનથી હારી હો કયસરીઆ.
વધ્યા વેપારે વરણાગી હો કયસરીઆ,
જેથી લડવાની રઢ લાગી હો કયસરીઆ.
શું આજ થયો મદમાતો હો કયસરીઆ,
જાણુ મધુરો છલકાતો હો કયસરીઆ.
તેં વહોરીને કજીઓ લીધો હો કયસરીઆ,
તેં દાવા નંગને પીધો હો કયસરીઆ.

પારીસ વરતાં અવટાશે હો કયસરીઆ,
હરિ બેલી સતીના થાશે હો કયસરીઆ.
હું બોલું છું બોલ છેલ્લો હો કયસરીઆ,
ભાણુ આશ સતીની મેલો હો કયસરીઆ.

---

### ગરબો ૯ મો.

બેલજીઅમની રાણી પોતાના પતિ પ્રત્યે કહે છે.

ચાલોને જઇએ દરસન કરવા ડાકોરમાં ઠાકોર બિરાજેરે
રણછોડજી છોગાળા—એ તર્જ.

સુતેલા ઝબકીને જાગો, બારે દુશ્મન બોલેરે રાણાજી છોગાળા
મનનું ધાર્યું કરવા માગે જેમ હસ્તી મદે ડોલેરે
રાણાજી છોગાળા.
પાય ન મુકે બારણે રોકો, ઝાંપે ઝગડો લેજોરે રાણાજી છોગાળા.
સૈન્ય સૌ તૈયાર કરાવો, રૈયત ધીર મંન દેજોરે
રાણાજી છોગાળા.
હરાવી હળે પાંગળો કરજો, ભેર ભુંગળ વજડાવોરે
રાણાજી છોગાળા.
તોપ તણો હવે કોટ રચાવો, રણતુરને ગગડાવોરે
રાણાજી છોગાળા.

શોભાવી તમે તારજ કરજો, પારીસ વાત જણાવોરે
રાણાજી છોગાળા.
વંદનથી લંડનને કહેજો, રૂશીરાય ભણાવોરે રાણાજી છોગાળા.
કેજો માથે દુશ્મન ગાજે, શીર સરતમાં પોયુંરે
રાણાજી છોગાળા.
દેશને માટે દેહ દમો પાપી મંન પારીસે મોયુંરે
રાણાજી છોગાળા.
અઠ્ઠાવીશ સાત ચૌદના રોજે, પાપીએ મુહુરત જોયું રે
રાણાજી છોગાળા.
આવી સુતો સિંહ જગાડયો, મદમાં જો પણ ખોયું રે
રાણાજી છોગાળા.
ઈશ્વર આકાશેથી ઉતરશે, સત્યના બેલી થાશેરે
રાણાજી છોગાળા.
સુલના કીધી નરે દેવોની સુરજ સાખી આકાશેરે
રાણાજી છોગાળા.
કહી ઢંઢેરો દેશે ઉઠયા, હાસી ભલાવી નારીરે રાણાજી છોગાળા.
પોળીઆ જો જો હું આવીશ વહેલો, ભાણુ વીપત્ત વીદારીરે
રાણાજી છોગાળા.

## ગરબો ૧૦ મો.

બેલજીયમની રૈયતની પોતાના રાજા યા પ્રેસીડેન્ટ પ્રત્યે વીનતી.

તમે નંદજી ગોકુળ સંચરો, ઉતરવો જમુનાજીનો ઘાટજો–એ તર્જ.

તમે છોડી મંદીર નીસરો, ઊ[illegible]રા પર્વત વીકટ વાટજો–ટેક.
તમારા મનસેં નહીં [illegible] ગોઠતું, પણ અહીં પડી
સદાની રાતજો—તમે
તમારૂં દુઃખ મંને નવ આવ્યું, તમ જીંદગીનુ બુડે ઝાઝજો
આજે ખાલી કરી દો શહેરને, સાચું કહીએ રૈયત રાજજો.
તમે છોડી મંદીર.
તોપ ગોળાએ લાગ્યા નાસવા, અભેદી કીલ્લા લીજ નામુરજો,
ધરતી હાલી રહી તોય મારથી, કીધી જર્મનની શું કસુરજો.
તમે છોડી મંદીર.
તોપ ગોળાએ ગગન ગાજતું, અવાજે અવની મુકે માનજો,
દુશ્મન પેઠો અર્ધા દેશમાં, કરતો આવ્યો સહુ વેરાનજો.
તમે છોડી મંદીર.
સૈન્ય સબળું પેઠું દેશમાં, લાવ્યો વીમાની મનવારજો,
લડવું સનમુખે ના ફાવશે, ઘાલો મ્યાન વિષે તરવારજો.
તમે છોડી મંદીર.

અગણીત કેર કરે છે શહેરમાં, ભડકો પેટે કેમ ખમાયજો,
ખાવું પીવું સુખ ઊડી ગયું, બળતા ઘરમાં કેમ રહેવાયજો.
તમે છોડી મંદીર.

ખેતીકાર રૂવે વણસાડથી, જર્મન તીડે પાડયો કાળજો,
વેરી વાદળને વીદારવા, સુર અંગ્રેજી દો કીરતારજો.
તમે છોડી મંદીર.

છોડી મંદીર રાજા પરવર્યા, કબજો કેરવડાથી લીધોજો,
ગાદી પચાવી બેઠો ઠાઠથી. ભાણુ હરામે ડંકો દીધોજો.
તમે છોડી મંદીર.

---

## ગરબો ૧૧ મો.

ફ્રાન્સના રાયને પારીસનો સંવાદ.

પ્રથમ મચ્છ અવતાર ધર્યો સ્વામી શા માટે રે—એ તર્જ.

આજ તમે રણ વેશ ધર્યો, સ્વામી શા માટે રે—
આવ્યા છે જર્મન રાજ, રાણી તે માટે રે—ટેક.
રણ વાજાં બહુ બારે બોલે,....... સ્વામી.
વરવી છે કોહીની નાર........રાણી.

મુજ ઉપર એને મોહ થયો........સ્વામી.

હુન્નરે તું હોંશીયાર........રાણી.

તોપ વીમાનો શુદ્ધ કર્યાં........સ્વામી.

જીતવો જર્મન રાજ........રાણી.

હદ ઓળંગી ટેક તજી........સ્વામી.

મદે ભુલાવ્યો ભાન........રાણી.

તુર્કી કયસર સંઘ મળ્યો........સ્વામી.

લોભથી લક્ષણ જાય........રાણી.

વરણાગીમાં વાંકો હીંડે........સ્વામી.

જીત્યું છે નાનું રાજ........રાણી.

ગોખરૂં મુળે હાથ ધર્યો........સ્વામી.

વીનાશે વીપરીત બુધ........રાણી.

છળવા હું સતી નેન ફરી........સ્વામી.

દેહનો આણવા અંત........રાણી.

છપ્પન ભોગ ઝેરીલા કરૂં........સ્વામી.

ભાણુ જમે કયસર નાથ.......રાણી.

---

## ગરબો ૧૨.

જર્મન પારીસ સીમાડે આવી પારીસને કહે છે.

કુંજ કુંજતે ચાલ્યાં ચાકરી, તેને કોણ વીનવવા જાય રે
બારીઆ કુંકળી—એ તર્જ.

કુલ ખીલ્યું નેપોલીયન રાજ્યમાં, જોઈ ભમર ગયો લોભાઈ
હું તારી વાસમાં.
તુંજ પુંકેસરના પ્રાગથી, મુજ કાયા બની મગરૂર રે
તારી વાસમાં.
સુગંધી ઉડી આકાશથી, આવી ઉભો હું ચંપક છોડ રે
તારી વાસમાં.
ઉપવન લાગ્યો નીહાળવા, કર્યો કીલ્લાએ મમ અટકાવરે
તારી વાસમાં.
તુંજ દરસંનની આતુરતાએ, કીલ્લા કોર્યાં દશ વીશરે
તારી વાસમાં.
જે લીજ નામુર અભેદીઆ, એ પાંખે કીધા ચકચુર રે
તારી વાસમાં.
આવી ઉભો હું બાગ સમીપમાં, ખરી પ્રેમ દોરી ખેંચાઈરે
તારી વાસમાં.
રણુ મંડપ રંગે રંગાવીઓ, છે છસેં માઇલ વીસ્તાર રે
તારી વાસમાં.

થોડા દીનમાં હાથ મેળાવશું, પણ રક્ષક તુંજ બળવાન છે
તારી વાસમાં.
રખવાળે આજે અટકાવીઓ, પણ ધીર ધરો દીન ચારરે
તારી વાસમાં.
હું ભમર સુગંધ ભોગીઓ, તુંજ રક્ષે સઘળા દેવરે
તારી વાસમાં.
એવે બહુન બોલે આકાશમાં, ચાલી આવો આસ્રીયન
દેશરે તારી વાસમાં.
ગગન વીમાનીક વેણુથી, જમ ભમર ઉડે આકાશરે
તારી વાસમાં.
આવી ઉભો આસ્રીયન દેશમાં, ભાણુ ખસેડવા રૂપિરાજરે
તારી વાસમાં.

---

## ગરબો ૧૩ મો.

પારીસનું જર્મનને આમંત્રણ.

આવજો મુગટ ધારી જમવા આવજો મુગટ ધારી–એ તર્જ

આવજો મુગટ ધારી વરવા આવજો મુગટ ધારી—ટેક.
તુંજ વરવા મને ચટપટી લાગી, પહેરાવું હારની કટારી–વરવા.
કબરમાં રૂડી રસોઇ ખડકી તૈયાર છું આડી વાઢી–વરવા.
તુંજ શોણીતમાં મંન લોભાયું, સમશાની ગાદી શણુગારી–વરવા.

લગન ચોઘડીયું જાય છે સારૂં સાબેલાં ડાઘુ તૈયારી—વરવા.
સગાં મુનીવ્રત ભલે ધરે મેં, મુર્તિ મંન ઉતારી—વરવા.
કંથ ના ગોડે પરણેતરનો, તુંજ ઉપર કુરબાની—વરવા.
આવજો વહેલા સારી બનાવી, તોપ તણી મેં ધારી—વરવા.
પંથ તોફાની ચેતીને આવો, ન થાય જમની યારી—વરવા.
કફન પહેરી આવો વહેલા હું ચઢી જોઈશ અટારી—વરવા.
જર્મન મદમાં અંધ બન્યો તું ભાણુ સતી ન ડગનારી—વરવા.

---

## ગરબો ૧૪ મો.

આસ્ત્રીયા જર્મનને મદદે બોલાવે છે.

વનમાં ભુલી પડીરે પેલો કયાં ગયો કાનુડો—એ તર્જ.

રણમાં ભીડ પડીરે પેલો કયાં ગયો કૈસરીઓ—ટેક.
સર્વિયા સરપાળે ચડતાં રીશે રૂશ ભરાણો
મુજ પુઠળથી કીલ્લો તોડી, દેશે ભરાયો રાણો—રણમાં.
સર્વિયા મેં પડતું મુકી દેશમાં ડંકા દીધા,
પારીસ નારને આજ છોડીને ચાલી આવજો સીધા—રણમાં.
ઝારના ઝરમર ગોળા છુટે જેમ અખાડે હેલી,
રણ દરીઆમાં નાવ પડયું છે, થજો અમારા બેલી—રણમાં.
રણ ભુમીમાં હાથ દેવાનો, કોલ કર્યો સંભારો
તમારી શીખવણીમાં મને આવ્યો દુઃખનો વારો—રણમાં.

જર્મન આવ્યો દોડી સહાયે બન્ને મળી શું કીધું
રૂશીયાને હદ પાર કરીને કોટને તાળું દીધું—રણમાં.
રૂશીયા લશ્કર હઠતું હઠતું પોલાંડથી પરવાર્યું
પોલાંડ સરવે પોલું દીઠું, હાથે કરી સોંપાયું—રણમાં.
પોલાંડ દેશનો કબજો કીધો પાછા ફરે એ ઇમાની
ભાણુ સર કૈસર પોલાંડે થયો વડો અભિમાની
રણમાં ભીડ પડીરે.

---

## ગરબો ૧૫ મો.

ઇટાલીના રાજા પ્રધાનની વાતચીત.

આ વ્રંદાવનથી રૂડું ડાકોર ગામરે મોહ લાગો—એ તર્જ.

હવે ઊંઘ ગુલાબી ત્યાગી પ્રધાનજી જાગોરે જાગોને
આ કૈસરીઆનો ચટકો મુજને લાગો રે જાગોને.
આ જર્મન મદદ માગે મોકલી તાર રે જાગોને
હવે ઝાલીએ કે તજીએ કોલ કરાર રે જાગોને
આ જર્મન જમડે લડાઇ ઘરમાં ઘાલીરે જાગોને
આ સરત સર્વે જર્મનીએ નવ પાળીરે જાગોને.
નાનું રાજ્ય ગરીબી કર્યું ધુળધાણીરે જાગોને
આ પલક પળમાં ઢોળ્યું હથેલી પાણીરે જાગોને
જર્મન મદદમાં છે તુર્કિ રાજા રે જાગોને,
આ આસ્ત્રીયન બલગીરીઆના મહારાજારે જાગોને

છે સામી બાજુ રાજ રૂડું અંગ્રેજીરે જાગોને,
આ ફ્રાન્સ રશીયા બેલજીયમની તેજીરે જાગોને
આ રૂમાનીયા સર્વિયા આવ્યા થૈ રાજીરે જાગોને
પેલા જરમનીઆની સાથ રમે રણબાજીરે જાગોને.
આ ન્યાય દાબી જર્મનીએ જુદ્ધ ઝાલ્યુંરે જાગોને
આ ન્યાય માટે મિત્રરાજે ઝંપાવ્યુંરે જાગોને
જુઓ વેપારી મનવારો બંધજ કીધીરે જાગોને
જે તાર ટપાલની દોરી તોડી લીધીરે જાગોને.
જે આપતી લેતી મનવારો અટકાવીરે જાગોને
આ દરિયા બારે સુરંગો છંટકાવીરે જાગોને
પ્રધાન–તો ચાલો ત્યારે ન્યાયના જુથમાં ભળીએ રાણાજી
તો તેથી ભાણુ રણ સાગરને તરીએ રાણાજી.

---

## ગરબો ૧૬ મો.

મિત્ર રાજ્યોએ જર્મન સાથે વહેવાર બંધ કર્યો તે વખતે જર્મની પોતાના સૈનીકો પ્રત્યે જેજે કામ કરવાનું તે સોંપે છે.

આજ મારે લખવી છે કંકોતરી–એ તર્જ.

ઉઠોરે મારા મનવારી સરદારો કે સાગર સુરંગ બુડતી ફેંકાવો
જે દેશોએ વહેવાર બંધ કર્યો છે, તેની બોટો જળમાં ડુબાવો
આપણુ સામા પડયાં જેજે રાજ્યો તેની બોટો બોંબે રેલાવો
જે હોય અલગ રાજાઓની બોટો નીમે હરીએ આવે સળગાવો

વીમાનીકો બોંબના ગોળા ફેંકી લડાઇ લગંતા સાજે ઉડાવો
જોખમ કર્મ કરવું દેશને માટે જળ વીચરતી બોટો
લઈ જાઓ
આપણુ સામી થઇ છે ધરતી આજે, ચોગમ બાજુએથી
ગભરાવે.
નવી દુનીયા ઉતરી છે દુઃખ દેવા, જાપાની ચીન
આજે અકળાવે
ચારે ખંડના દેશે ચકમક લાગી તણખા તેના કેમે બુજવાશે
ફીઓસુ ટાપુ જાપાને લીધો આફ્રિકા મમ રાજ ગુમાવ્યાં છે
મારાં છુટાં ને નાનાં જે રાજ્યો તે તે સૌ સ્વર્ગે સીધાવ્યાં છે
તુર્કિએ બગદાદને બસરા ખોયું તેથી તે ચીંતામાં પેઠા છે
સરદાર—શા માટે મુઝાવો શુરા રાણા ધાર્યું ધરણી-
ધરનું તે થાશે
ભર્યું રત્નાગરમાં ઝાઝું પાણી ફેરૂં જાયે સાગર
નવ સુનું.
થોડું ગયું છે આપણુ લાવ્યા ઝાઝુ જમે ઉધારનું
જો પાનું જુનું.
ચાલો ધંધો કરીએ રજનીચરનો રૂશી રૈયત
જઇ તમ સમજાવો
પાપી પાપનાં કર્મો કરવા ચાલ્યા ભાણુ ભણે
શું લેશે એ લાવો.

---

## ગરબો ૧૭ મો.

ઝરીના ઝારને કહે છે.

પડવે પાતર્ગાચ્યા મહારાજ મારે મહોલે આવજોરે લોલ—એ તર્જ.

પડવે પ્રીતમને સમજાવે ઝરીના ઝારનેરે લોલ
બીજે બારે દુશ્મન બોલે ભજો કીરતારને લોલ
ત્રીજે તરવારે સપડાવ્યું પોલાંડને પાસમાંરે લોલ
ચોથે રઇયતને સમજાવી ચઢી આકાશમાંરે લોલ
પાંચમે પડદાથી ભરમાઇ પ્રજા રૂસ રાજ્યનીરે લોલ
છઠે છેતરપંડી લાગી એ જર્મન બાજનીરે લોલ
સાતમે જાગ્યો બળવો દેશે ગુરૂ કયસરીઓરે લોલ
આઠમે રઇયત થઇ બે ભાગે વાગ્યો વંટોરીઓ લોલ
નોમે નવરો કયસર કીધો ગયો ખુની દેશમાંરે લોલ
દશમે દુઃખ થયું ભરથાર કે બાળે વેશમાંરે લોલ
એકાદશી આવ્યા રઇયત સુખી કે ઝારને ઝાલીઓરે લોલ
બારસે રાજા તરફી ભાગ ઇલાજ ન ચાલીયોરે લોલ
તેરસે ઝાર ઝરીના ઝુરે કે પોપટ પાંજરેરે લોલ
ચૌદશે નાનો બાળક બેસે ગાદી ધણી તાજનેરે લોલ

પુનમે રઇયત મારામારી હું કોને કરગરૂરે લોલ,
અધીક ભાદરવે અકળાઇ હવે હું શું કરૂંરે લોલ.
ભાગ છે પહેલો સલાહ કરનારો બીજો કહે રણ મરૂંરે લોલ.
ઘર કુટીને કરમ લુટાયું, બળે જેમ વનતરૂરે લોલ
રાજ વીશાળ ચડયું વંટોળે થશે શું રાજનુંરે લોલ
ભાણુ અભીચળ રહેજો રાજ છે માણેક તાજનુંરે લોલ

---

## ગરબો ૧૮ મો.

હિંદી લશ્કરને ફ્રાન્સની રૈયતનો આદર સત્કાર.

મને કૃષ્ણ જોયાના કોડ રે સૈયર ચાલોરે, ઉભીયાજીને લાગુ
પાય હરિવર આલોરે—એ તર્જ.

મને ફોજ જોયાની હોંશરે સૈયર ચાલોરે,
પુંજી પ્રીતેથી લાગો પાય, આવ્યા હિંદ બાળોરે—ટેક.
સખીચો દેશને પાવન કરવા આવ્યા છે હિંદ દેવરે,
જર્મન હારો તોડશે ભોળા હિમગીરી મહાદેવરે—સ.
સુંદરીઓ ઘરઘરથી ચાલી ઝાલીને કનક થાળ રે,
વહાલી સૈયર પહેરાવોને કંચન કુસુમ માળરે—સ.
હેતે ને પ્રીતે વધાવજો છે સોના ચાંદીનાં ફુલ રે,
આપો બેસવા ખુરસી જે છે ફરતી ભરાવેલ ઝુલરે—સ.

ધન્ય છે તમને ધન ભારતને ધન્ય ઘડી પળવારરે,
પાવન કીધો દેશ પવિત્ર પગલાંથી નીરધારરે—સ.
જમાડી રમાડી પ્રીતે પહેરાવે રણ તણો શણગારરે,
વેરી વાદળ વારજો શીખ ગુરખાજી સરદારરે—સ.
મહારાણી મમ હરણ કરવા પાપી વડો મલકાયરે,
સતી વારે કૃષ્ણ એમ એ હીંદ તણા ગુણ ગાયરે—સ.
અર્ધું લશ્કર સતી પહેરામાં, બીજું કુરાની દેશરે,
બસરા બગદાદ સર કર્યાં ધરી મહાકાળીનો વેશરે-સ.
હાંક વાગી છે કયસર દળમાં અસુર અતિ અકળાયરે,
જર્મન દળ હવે હઠવા લાગે, જાણી હિંદની પ્રભુતાયરે-સ.
ઠેરઠેરથી રજપુત રાણા આવીને ભરતી થાયરે,
ચાંદ પામી મોઘા મુલના ભાણુ ભારતી હરખાયરે-સ.

---

## ગરબો ૧૯ મો.

બેલજીઅમની રઇયતનો જર્મનને નિસાશો ને વિલાપ.

મારૂં માણેકડું રીસાયુંરે સામળીઆ.-એ તર્જ.

બીજ આસ્રીયન દુઃખ વાવ્યું રે કયસરીઆ,
તારા મનમાં તો એ શું ને આવ્યું રે કયસરીયા.-ટેક.
તેં તો દેશની ગાદી ભલે પચાવી, શું રઈયત વાંક વિચારો,
આજે રઈયત તાબે તમારી કેર કરી ન સંહારો રે....કય.

તમે ધનને દોલત સરવે લુંટી, છેલ્લે લુંટે હમ કાયા,
દેશને પાયેમાલ કીધો તેં જમડાને નહિ માયારે....કય.
અરરર કેદ કરી લઇ જાઓ શું કરવા તમ દેશે,
બાલુડાં ભુખે ટળવળશે લાંબો નિશાસો દેશેરે....કય.
બાળ નીરાધાર ત્રાસે નાઠાં રાખ્યાં છે લંડન રાજે,
પચીશ લાખો બાળક રાખ્યાં દયાળુ મહારાજેરે....કય.
દુઃખે બાલુડાં દાદ કરી છે મોરલી મુખ પર ધારી,
મોરલી સાદ પવન સુણીને ભારત થઇ દુખીઆરીરે....કય.
હિંદ દાતાએ દાનજ કીધાં, બાળક દાદ વીચારી,
ભણતાં બાળે ભીક્ષા માગીને હુંડીઓ લલકારીરે....કય.
છોકરાં આશિષ દે ભારતને રીદ્ધિ અવીચળ રહેજો,
ભાણુ નીરાધાર બાળ બોલે નિસાસે રણે દેહ દેજોરે....કય.

---

### ગરબો ૨૦

સર્વિયાના રાજાને વૈમાનીક ખબર કહે છે.

સૈયર સ્યામ સલુણા પાસે જબરી જાદુગરી (૨)—એ તર્જ.

**દળ હદ પાડોસે લાવ્યો જર્મન કયસરીયો (૨) ટેક.**
**મારો સમજો રાણા મારા ફોજ કરો તૈયાર**
**ડંકો દેવડાવો શહેર વીશે નવ કરવો વીચાર.**
**જર્મન કયસરીયો કયસરીયો.**

પડઘા પગ લશ્કરના સુજને વીમાનમાં જે વાગે
ડુંગરમાં રથ હય રણકાના ભણકારા બહુ લાગે
જર્મન કયસરીયો કયસરીયો.
જર્મની લશ્કર ભાન ભુલાવે તોપ ભરી મહીં મોટી
જર્મન જમની મુર્તિ મારા ચીતડામાં રહી ચોંટી
જર્મન કયસરીયો કયસરીયો.
સર્વિયાને જોત જોતામાં ચોરસ બાજુ ઘેર્યું
આસ્ત્રીયન તોપોના મારે સૈન્ય સૌ સંહાર્યું
જર્મન કયસરીયો કયસરીયો.
**શાખી**—બેશી શર્ણ રાજ્યમાં બન્ને કરે વિચાર
ખુની બદલો વાળીઓ હૈયે ઠંડક સાર.

ધરણી પડી પતીને પાય શિક્ષા શીર ધરેરે—એ તર્જ.
સોગઠી આજ પડી પોબાર હરખે રણુ રમીરે
વણ ચેતાવી કીધાં કાજ, દુશ્મન ગયા દમીરે
વાળ્યું પાડોશીએ વેર ગુપ્તચર થઇરે
વહાર આવતાં લાગી વાર બાજી ફરી ગઇરે
લખીયા છઠ્ઠી કેરા લેખ ટાળ્યા નહિ ટળેરે
વાર્યા વિધાતાના લેખ બાહુક થઈ નળેરે
ધરીએ વિશ્વપતિનું ધ્યાન, લંડન ભુલાવો એનું ભાન
ઉદય ભાણુ થશે જગમાંહી ધરજો ધીર ભલીરે.

## ગરબો ૨૧ મો.

જર્મન રાજાને જર્મનની રાણીનો બોધ.

(જાવું છે જીવડા જરૂર તજીને આ ભાડાનું ધામ–એ તર્જ.)

જાવું છે સ્વામી જરૂર તજીને આ ભાડાનું ધામ—ટેક

ધંન ધરતી આવે ન સાથે, લીધી ગાંસડી પાપની માથે
 તમે પારકો કજીઓ વહોરી લીધો લડવાનું શું કામ–જાવું છે

છો મામા ને ફોઇઆતી, વળી એક ધરમ ને જાતિ, રાણી
 જીતું કે રણમાં મરવું અવીચળ રહેશે નામ–જાવું છે.

હું આજ કરૂં તૈયારી, ખોળી રૂમાનીની મેં બારી, આસ્રીયન
 બંધુ સાથે રાખી જાવું રૂમાની ગામ–જાવું છે.

જર્નન લશ્કરની શોધમાં જોગી વેશે ગયેલો જાસુસ ખબર લઇ આવ્યો છે
અને પોતાના રાજાને કહે છે.

મુખ તારૂં જોઇ હું તો રાજી રાજી થાઉં મારી રંગીલી બાપડી–એ તર્જ.

વેશ તારો જોઇ હું તો રાજી રાજી થાઉં કેમ
 આવ્યો વીનવવા

દેશને કાજે જોગી વેશ ધાર્યો મેં હું આવ્યો ચેતાવવા—ટેક

ગયો જર્મન દેશ, ધરી જોગી વેશ, દળ આવે ભારી,
જોયું ધારી ધારી

ચડયું દીસે ગુમાન, દળ ભુલાવે ભાન, હું તો જાઉં ચાલી,
બોલ લેજો ઝાલી.

ભાણુ નગરી કરાવી ઝટ ખાલી, હું આવ્યો ચેતાવવા.

---

ગરબો ૨૨ મો.

(રૂમાની રાજા પોતાના સરદારોને કહે છે)

મારે બારણે સાગનો સોટા સલ્લોરે (૨) ઉપરવીઆડરે વેરણ કાગડી હાંજી (૨) એ તર્જ.

મારે બાગે વીખ વેલીનો વેલોરે (૨) ચાખવા આવ્યોરે
જર્મન જમડો (૨)

ઉઠો મારા બહાદુરી સરદારોરે (૨) કીલ્લા દારૂ તોપથી
ભરાવો કે (૨)

વીમાનીકો વિમાનો ઉડાવોરે (૨) ગગને ગોળીઓ
વરસાવો કે (૨)

આવી તોપ જર્મની સમારેરે (૨) કીલ્લા ગોળે તેને
ગબડાવો કે (૨)

જમીન દરીએ સુરંગો ભરેલીરે (૨) જર્મનનું દળ

તોપ ગોળા ભાંગી ગર્જનારે (૨) વરસે અખાડી મેહ
ધારા કે (૨)

તોપનો ધુમાડો અકળાવેરે (૨) ઝેરીલો ધુમાડો દુઃખકારી છે (૨)

ગોળાબાજી ધરતી ધુણાવેરે (૨) રૂમાનીએ રંગ રાખ્યો કે (૨)

બીજી બાજુ આસ્ત્રીયનો આવ્યારે (૨) આવીને રૂમાની
દેશ ઘેર્યો કે (૨)

તે બાજુએ લશ્કર ખેંચાયુંરે (૨) સુને જર્મનીએ જોર
કીધું કે (૨)

આવી બેઠા દેશ રૂમ પાટે રે (૨) ફળદ્રુપ દેશને
દબાવ્યો કે (૨)

ચારે બાજુ દળ ગોઠવાયુંરે (૨) પાંજરે ઝાલીને સિંહ પુર્યો કે (૩)

જીતી દેશ આણ વરતાવીરે (૨) ભાણુ ખીલ્યું કાલે
કરમાશે કે (૨)

## ગરબો ૨૩ મો.

(પારીસ રૂશ પ્રજાને કહે છે.)

પડવાની પટ પ્રીતડી ધર ભુલીરે—એ તર્જ.

આ પડવાની દેશ પ્રીતડી રૂશ ભુલ્યોરે,
આ હગલબાજીના દુઃખમાં દેશ ડુલ્યોરે
આ બીજે બાગ પોલાંડ સોંપી દીધોરે,
મન ગમતો દેશ રસાળ તસ્કરે લીધોરે,
આ ત્રીજે રાખી તોપ કયસર હરવાને,
તે પુટે માંહોમાંહી લાગા ખરવાને.
આ ચોથે ચતુરી નાર રઇયત સમજાવે.
હવે સમજી જાઓ વેરી ડોળા ફરકાવે.
આ પાંચેમના પડદાથી જર્મન ફાવ્યારે,
લઇ કુસંપીનો લાભ રયગા લાવ્યારે
આ છઠ્ઠીના લખ્યા લેખ તે કેમ ટળશેરે,
કરી જર્મન પુવે પ્રીત તે ફળ મળશેરે
આ સાતમે સરવીયાને હીમ્મત દીધીરે,
તો લડવા થયો તૈયાર પહેલ તેં કીધીરે

આ નોમે રૂશ નરનાર અરજી ધરજોરે,
આપે લાલચ જર્મન રાજ તે પરહરજોરે

આ દરસન દશમે જર્મનીનું કરવારે,
રઇયત વળગી એક સંપ દુઃખડાં હરવાને

આ એકાદશી અપવાશ કીધા લડવાને,
તે જર્મન રણ સાગર સહેજે તરવાને

આ બારસની બાજી ફરે ગાદી સાથે,
રૂશ પ્રજા અતિ બહાદુર આયુદ્ધ લે હાથે

આ તેરસના ત્રંબાંળુ દેશે વજડાવ્યાં,
વાજાં ભુંગળ રણશીંગ બહુ વિધ ગગડાવ્યાં

આ ચૌદસે ચારે બાજુ જર્મન દળ છે રે,
જુઓ રઇયત ચડીયો રંગ દળ તે હરશેરે

આ પુનેમે મેદની લોક તુજને જુએરે,
કહે ભાણુ એ જાગે કે સદાની સુએરે.

---

## ગરબો ૨૮ મો.

(હિંદ માતાના પુત્રોને લડવા જતાં તેમની પત્નીઓ વળાવતાં કહે છે)

(ગોકુળ વહેલા પધારજો—એ તર્જ.)

વહાલા વહેલા પધારજો, જાઓ જર્મનથી ના ડરતા કંથ—એ ટેક

જર્મન ફૂલ ખીલ્યું છે વાડીરે હવે તે કરમાશે દહાડી
દહાડી—કે વહાલા વહેલા,

રણમાં સંચરો હસ્તા રમતારે મારી પારીશ એનીને ગમતા
કે વહાલા વહેલા પધારજો

ભારત રાજ ભકિત કર સાચીરે, જુઓને પુરાણી પોથી વાંચી
કે વહાલા વહેલા પધારજો

પારીસથી છે વેરી દળ હઠતુંરે બેલજીયમ મુકી નાસે પડતું
કે વહાલા વહેલા પધારજો

ચડે વીમાનીઓ ઉપરા ઉપરીરે ઢાંકે લશ્કર તોપને પાને કરી
કે વહાલા વહેલા પધારજો

નાળે છે નદી પાકી ખાયેરે નીકળી નાસે કોઈક જળવાસી થાય
કે વહાલા વહેલા પધારજો

થાકે ધરણી લડતાં લડતાંરે ગગને શુરા વીમાનીઓ ચડતા
કે વહાલા વહેલા પધારજો

તોપ ધૂમાડાનો ઘન ગોઠવાયોરે સુરજ રથ સહિત રણ ઢંકાયો
કે વહાલા વહેલા પધારજો

વેરીના વીમાની ગયા હારીરે થાય છે સુરંગે ખોટની ખુવારી
કે વહાલા વહેલા પધારજો

આશા મહેલ આકાશી ઝુલ્યોરે જર્મન કયસરીઆ તું કેમ ભૂલ્યો
કે વહાલા વહેલા પધારજો

મોટી તોપમાં ગોળા ભરતારે આપણી જાડાઇ ઉંચાઈના પડતા
કે વહાલા વહેલા પધારજો

મોટર પર લોહે ભીંત ચણીરે તોપના ગોળા ઝીલવા ખાંધ ધરી
કે વહાલા વહેલા પધારજો

સલાહી કેણ મોકલે કયસરીઓરે જ્યારે ચોગમ ઘેર્યો જરમનીઓ
કે વહાલા વહેલા પધારજો

પધારો હું વળાવું થઇ રાજીરે મીત્રરાજ રમે જ્યાં રણબાજી
કે વહાલા વહેલા પધારજો

આફ્રુત રાજ્યની વીહારવારે નાણું વ્યાજે પીરશે લોનથી
કે વહાલા વહેલા પધારજો

જર્મન જીંદગી ટુંકી તારીરે ભાણુ ભણે બચવા શોધો બારી
કે વહાલા વહેલા પધારજો

---

### ગરબો ૨૫ મો.

(પાડોશણ સાથે વાતચીત.)

કંથ વળાવી નીસરીરે નવયોવન નારી,
પાસે પાડોશણુ બોલીયાંરે સુણો વાત અમારી
યુરોપી રણુ સંગ્રામથીરે મહાભારત ભૂલે
ધરતી સુદ્ધ થયાં ઝાંઝાંરે પણુ આ છે અમુલે
ગોરૂં દ્રવ્ય હોમાય છે રે જોગણી ન ધરાતી
જોવા પુણીહુતી દીન ધરતી હરખાતી
જર્મન પુન્ય પ્રતાપથીરે રણુજગન રોપ્યો,
એમાં જે જે લાભ થશે જર્મનીને સોંપ્યો
સાંભળ જમડા જર્મનરે તું પાપી અભાગી,
સુખ મેલી સેં દુઃખનારે દહાડા લીધા માગી

માથા ઉપર મરણ ભમે જુજ વારમાં લેશે.
તંન રંગ પતંગ છેરે ભપકો ઉડી જાશે
નાના રાજ્યનું દુઃખ જોઇ હાક બ્રીટન વાગે,
સીંહ શીઆળને ઝાલશેરે ભાણ જર્મન ભાગે

---

## ગરબો ૨૬ મો.

(સર્વિયા રૂશીઆ સલાહ કરતાં જર્મનને કહે છે)

કારતકે કયસર બેસીએરે, કરીએ નીરાંતે વાતો કયસરીયા
દોરી તમારા હાથમાંરે
માગસરે મંડપ છોડીઓરે, મીત્રોથી આવ્યા છુટી કયસરીયા
દોરી તમારા હાથમાંરે
પોષે પોષણ પામત્રારે, દેશોથી દળ ખેંચ્યો કયસરીયા
દોરી તમારા હાથમાંરે
માહે માણુસ ખુંટીઆંરે, છુટી સલાહો કરીએ કયસરીઆ
દોરી તમારા હાથમાંરે
ફાગણે હોળી ખેલજોરે, આવીએ નહિ અમો આડે કયસરીયા
દોરી તમારા હાથમાંરે

ચૈતરે ચાંપાને ચાલજોરે, ચાંપા રત્નાગર બારાં કયસરીયા
દોરી તમારા હાથમાંરે

વૈશાખી વા વંટોરીઆથી, પડશે ફ્રાન્સ ઈટાલી કયસરીયા
દોરી તમારાં હાથમાંરે

જેઠે ઝેર પીધાં અમેરે, જીવન દોરીને કાજે કયસરીઆ
દોરી તમારા હાથમાંરે

અખાડે આશા હતી તે, ઉડી ગઇ આકાશે કયસરીયા
દોરી તમારા હાથમાંરે

શ્રાવણે સરીતા વહીરે, રુધીરમાં હાથ તણાયા કયસરીઆ
દોરી તમારા હાથમાંરે

ભાદરવે ભરતી થશેરે, અમેરીકા ઉતરશે કયસરીયા
દોરી તમારા હાથમાં

આસો આશા ન મુકશોરે, મુકે પહેલાં હમ થાશે કયસરીયા
દોરી તમારા હાથમાંરે

ભવિષ્ય અધીકે આંકીયું મેં, ભાણુ કયસર રણુ હારે કયસરીઆ
દોરી તમારા હાથમાંરે

---

## ગરબો ૨૭ મો.

(પારીસ પોતાના પોળીઆ સાથે જર્મનને સંદેશો કહેવડાવે છે)

કહો સખી કારતક કેમ જાશે, વનમાં મોરલી કોણ વાસે દધિના
દાણી કોણ થાશે-એ તર્જ,

કારતક કાળ ફરી બાજી મળવા બલગીરીઆ રાજી
પાતાળી દળ આવ્યું ગાજી જર્મન કયસરને કહેજો
જર્મન કયસરને કહેજો મરણનો સંદેશો દેજો-ટેક
માગસર માસે મંદીરી ઉતારી આવ્યું બલગીરી
ત્રીસ નવ અરાડે સંભાળી જર્મન-જર્મન
પોષે શોષી આવે તાજ તુર્કિ આસ્ત્રીયનારાજ જાણી
તજીઓ દગલબાજ. જર્મન-જર્મન.
માહે સલાહને પરણે, આવ્યા મિત્રોને શરણે એ બે
બીજા સરત શરણે જર્મન—જર્મન.
ફાગણે જર્મન દિવાળી, ત્રણ અગ્યારે ઉજવાવી આવો
કાળને સંભાળી જર્મન—જર્મન.
ચૈતરે ચંપાની વાડી, લોભાયો ભમરો શું જાણી કુસુમે
ઘેર્યો તોફાની જર્મન—જર્મન.

વૈસાખે વા વીપરીત વાયો, ચારે ખંડે વગોવાયો કંકર
ઘઉંમાં તું વણાયો જર્મન—જર્મન.

જેઠે જર્મન દુત આવ્યો, સંદેશો વિરામનો લાવ્યો પુટયાં
ઘર તે નહીં ફાવ્યો જર્મન—જર્મન.

અખાડે વીજ વાદળાનું પુરા, ઊડયું હોલાંડ આંકડ તુર
યુદ્ધ વિરામે થયો આતુર જર્મન—જર્મન.

શ્રાવણ પરિષદ પારીશ પુર, વીલસન ભરાવશે ભરપુર
મેકેનસન જર્મન ફીકાં નુર જર્મન—જર્મન.

ભાદરવે ભર નીંદ્રા આવી, યુધ્ધ વીરામની સહી આવી દળ
લીધું સૌ ખેંચાવી જર્મન—જર્મન,

આસો માસે થઇ હોળી, જર્મન ભેરવજો ઝોળી ભાણુ
કો દર મેલો ખોળી જર્મન—જર્મન શરણે આવ્યા.

---

## ગરબો ૨૮ મો.

મેકેનસન જર્મનને કહે છે.

શંભુની કરો મારા ભાઇરે આરતી શંભુની કરો મારા ભાઇ—એ તર્જ

પધારો કયસરરાયરે દેશમાં પધારો કયસરરાય
કપાળી પટા ખેલાયરે દેશમાં પધારો કયસરરાય—ટેક

સરજેલું હોલાંડનું પાણી, કેમ મુકયું લડવાનું પાણી–પધારો
વાંચી સરતોને સહી કરજો, નવ ગોઠે તો પાછા ફરજો–પધારો
મેકેનસન શું બોલો વાણી, મીત્રોએ કીધું ધુળધાણી–પધારો
તરીયા સિંધુ તીરે ફસાયા, ધાર્યું થયું નહીં ને વગોવાયા
પધારો.
કચ્ચરજી હજી હીમ્મત રાખો, દારૂ ગોળે દેશ ભર્યો
આખો–પધારો,
દુર્લભ અવસર આવ્યો આવો કિર્તીનો કચર લાવો–પધારો
મરવું પણ ફરવું નહિ પાછા સોગઠીના ફેરવી લો પાસા
પધારો.
સરત સરવે પાળીએ કયારે, છુટ મળે દધિ બોટની ત્યારે
પધારો.
કિર્તિ છે રણ સામે મરવું, બેસ ટીલે નહિ જગમાં ફરવું
પધારો.
લડતાં ઝાલે કરવું કેવું, ચંદને પૃથુરાજના જેવું–પધારો.
જોર જણાવે રાજ ખાવાને જમરાજાનું દ્વાર જોવાને ભાણુ
ઉતાવળા નવ થાવ દેશમાં.

---

## ગરબો ૨૯ મો.

પારીસ બર્લીન સખીને શરતોનો સારાંશ લખી મોકલે છે.

સાત સમુદ્ર જમનાને એરે, કૃશ્ન જનમીઆ દેવકીને પેટે-એ તર્જ.

સાંભળને મુજ બર્લીન બેની, વાત કહું શરતે સહી તેની
હોલાંડ અરજી અનુચર દીધી, માજી કૈસરને સોંપવા કીધી
મિત્રોરાજ ગણે ગુનેગારો, સોંપી દો સત્વર ન્યાયનો ધારો
બેલજીયમ દેશો લીધા જોડી, તેના ઉપરથી હક દો છોડી.
રહાઇન નદીને ડાબે કીનારે, લડાઈ લશ્કર રાખો ન ભારે
કીલ્લેબંધી હોય જે બાંધ કામો, તોડીને રાખવા અભય ઠામો
સુલેહથી દીન પંદર માંહે. દળ જે ઇસ્ટ પ્રશીયા માંહે
તેમાંથી લશ્કરને અધીકારી, ખેંચી લેવું એમ વાત વીચારી.
જર્મની મુલકોમાં ફરવાની, છુટ વળી બોટને તરવાની
હેલી ગોલેન્ડની કીલ્લેબંધી, દળ થાણું છે બંદર બંધી
જર્મન મજુર કામે લગાડી, સાફ કરાવજો વણસાડી.
ભવીષ્યે ફરી કરો નહિ પાછા, કરે ફરે સોગટી ફરી પાછા
સુલેહ પછીથી બે માસે, જર્મન દળ ખેંચી લેજો પાસે
લાખથી દળ વધુ નહિ રાખો, શરત સૌ સાચી મંન ભાખો
લશ્કર નોકરી ફરજીઆતી, બંધ કીધી એ છે મદમાતી.

ચાર હજારથી અમલદારો, રાખો વધુ નહિ મન વીચારો
ઝેરી વાયુને બળનો પ્રવાહી, રચો કે પરદેશ આયાત નાહી.
સખી તમારા પ્રધાન બેજે, હરમુલર અને હરબેલે
વરસેલસે શરતે શાહી કીધી, ગાદી તો કૈસર કુંવર દીધી.
મીત્ર રાજ્ય તેની પ્રજા જે, હાની થયેલી બતાવે છે જે જે
જવાબદારી જર્મનીને છે, ભરવાને હાણ કબુલ કરે છે.
વેપારી વહાણને મચ્છવાઓ, ગુમ કીધાં છે ભરી દવાઓ
તે તે વજનનાં આપવાં બાંધી, કે આપે ત્રીજોરીમાંથી કાઢી
આજથી દરેક વરસે બંધાવો, બે લાખ ટન વજનના વહાણો
એવી રીતે પાંચ શાલ બનાવો, આપો વેપારીને હમ દાવો
લઈ ગયા હુમલો જે જે દેશે, દેશ ફરે આજ તે રંક વેશે
અસલ દશા લાવવા જગાડો, સાંપત્તીક સાધન કામે લગાડો
તમો મુલક હમો લશ્કર રહેશે, ખરચ તેનો સહુ કૈસર દેશે
ભાણુ ચડયો કેમ વીકટ વાટે, મહાત થયો ગુણ આપ્યો છે નાથે.

---

## ગરબો ૩૦ મો.

ગજલની તર્જ.

અરે હો સખી તું શાણી, મધુરી મધુરી વાણી,
ન જાણ્યું સાંજે પુલે પણ સવારે શું થવાનું છે
બનાવી દારૂ ગોળા પર-દેશે મોકલો નાહી.
કવાયત લશ્કરી ભારી, તમો તે કેળવો નાહી.
લડાઇ વહાણ છ રાખો, છ રાખો ક્રુઝરો ભારી.
કિસ્ટ્રોયરો ટોર્પીટો એ, રાખો બાર બાર વિચારી.
ન રાખો સબમરીનો, દરીઆ લશ્કરી સીપાઇ
સહુજ પંદરજ રાખી, અવર દળ દેજો વીખરાઇ
મીત્ર રાજનાં જહાજો, કરેલાં કબજે જેનાં
સોંપી દો શાન્તિથી કૈસર, જેનાં હોય માલીકી તેનાં.
ઊત્તર કે બાલ્ટીક સાગર, વચ્ચે આવેલા દરીએ
ન રાખો તોપ કે ગોળા, સરત સૌ અંદરે ધરીએ
સબમરીન તમ ચૌદ, ન મળશે કેબલો સાથે
સુધી છ માસ બંધી છે, વીમાનો ભાગ સંગાતે
વીમાનો લશ્કરી દરીઆઇ, વીમાને કાફલો છોડી.

લખ્યું સરતમાં રાખો, અવર દો તોડી તરછોડી
ટર્કી આસિયાની રકમ, અનામત હોય જે પાસે
સોંપી દો મિત્રોને શરણે, અમો પાસે તજો આશે.
સુલેહ જર્મન સાથે છે, તે તે પ્રજા નહિ ચુકો
જહાજો બોટ ફરવાને, ઊઘાડી કીલને મુકો
શરતો પાળે બાંયધરી, રહાઇન પશ્ચિમની છે.
દેશો પુલ શાલ પંદરસુ. કે કબજો કરવાની છે
શરતો સરળ ગાળે તો, મુલકો કોલોન સાથે
મુંદતો પાંચમે કરશું, જરૂર ખાલી અમો હાથે
બીજા દેશ કેબ્લેનો સાથે, દશે કરશું અમો ખાલી.
મેઇન શુદ્ધાં અવર દઇશું, પંદરે સત્યતા ઝાલી.
શરત સૌ પાળશો નાહી, તો એ મુલકને દેશો
કબજો લેવો ભાગો સાથ, અમોએ હકક રાખ્યો છે
વરસ પંદરની પહેલાં, સરત સૌ પુર્ણ જો કરશો
તમો દેશે મુકેલું દળ, લઇશું ખેંચી ધીર ધરશો
સખી મેં સરતોનો સાર, સુણાવ્યો અંતરે લાવી.
વીનવજો પાળવા પ્રીતમ, અંતર તાળાંની છો ચાવી
સગાઈ ચાલતી કરવા, સખી મમ આવજો ફરવા
ભાણુ કુંવર કે કૈસર, કરે શું તે જોવાનું છે.

## ગરબો ૩૧ મો.

### વિજ્ય ગીત-રાગ માઢ.

થયો વિજ્ય (૪) મિત્રો રાજ્યનો
થયો પ્રભુ પ્રતાપે ધર્મ અને સત્યના સિદ્ધાંતનો-ટેક
સ્વાર્થને કર્યો આગે કયસરજી, પાછળ નીતિ ધર્મ [૨]
વીખવેલીનાં ફળજ ચાખ્યાં, (૨) કરેલ જેવું કર્મ રે
થયો સત્યે વિજય, પાપે પરાજય, જર્મની રાજ્યનો થયો
ફ્રેંચસિંહ બ્રીટીશ સાથે ઝુકયા ભારતીઓ (૨)
અમેરીકને મદદ દીધી દીધી ઘણી સતીઓરે
હરિ સત્ય એડલાને તાર્યો મુગટ રાજ્યનો થયો.
વિજ્ય માળ ઝળહળતી આજે મીત્રો તણે કંઠે
વિજ્ય ઘોષ ગાજે દશ દીશે, સત્યતણે પંથેરે
મળીયો છે અનુભવ કયસર પાપે ઉદય અસ્તનો-થયો.
ધર્મનો જ્ય પાપનો ક્ષય પાઠ થયો પુરોરે
શાંતિ સામ્રાજ્યે વિભુ વિશ્વે અચળતા પુરોરે
ભાણુ યાચી માગે યશ વર્ધો જગ પંચમ જ્યોર્જને-થયો.

---

## ગરબો ૩૧ મો.

(આરતી.)

જયરાય જયરાય જયરાય જ્યોર્જ પાંચ (૨) જીતારૂં આરતી
પ્રેમે [૨] અટકાવી હીંદ આંચ.

જય જય કયસર હિંદ તણા—ટેક

પ્રથમ ચૌદની શાલે જર્મન પાપી હણવા કાજ (૨) વેરી
રોકયો બાંધી (૨) બેલજીયમ રૂપપાજ—જય જય.

બીજે પંદરે પારીસ લલના વરતાં અટકાવ્યો [૨] ત્રીપુટી
થઇ ભેળી (૨) આશાકુંર આવ્યો—જય જય,

ત્રીજે ઓગણીસોળે મળીને રાજ્યો રજવાડે [૨] શીખ ગોરા
મળી વાળે [૨] સલાહને સીમાડે—જય જય

ચોથે વરસે હાર પમાડી યુદ્ધ વિરામે લાવ્યા [૨] ચાર
વરસ ખટમાસે [૨] છેલ્લી સલાહે આવ્યા—જય જય

પંચમ શાલ અઢારની માંહે ભારતી હરખાયે [૨] ન્યાયી
કાંટા વીલસન [૨] ન્યાયજ તોળાયે—જય જય

કડક સરત કરી સેન કરાવી એ ઘેર્યો તોફાની [૨] બસરા
બગદાદ દીધાં [૨] સરતે શાની—જય જય

અખંડીત એ રાજ્ય અનોપમ મમશીરે રહેજો (૨) તાજ
અખંડીત વિભુ (૨) આરતી ઉર લેજો—જય જય
નથી ચલાવતા રાજ્ય બલજોરી કે તરવારી (૨) હીંદી હોદ્દાથી
ચલાવો [૨] એક છે દીલ્હી ભારી—જય જય
અમરવેલસમ વંજ વધજો સંપ વડોવધજો [૨] ભાણુ રાય ગુણ
ગાયે (૨) મુળવીન શત્રુ થજો—જય જય.

કયસર હિંદ તણા.

સમાપ્ત.

ऑइम् शान्तिः ३.